# लालजी लुटारो.

( એક રસીક વાર્તા. )



છપાવી પ્રસિદ્ધ કરનાર


## શુકલ પરશોતમ વાલજી.

વળા કાઠીયાવાડ.



અમદાવાદ મધ્યે.

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રીન્ટીંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના
પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપી.

સંવત ૧૯૩૯. સને ૧૮૮૩.

કિંમત ૩ આના.

# પ્રસ્તાવના.



લાલજી સુતારાની રસીક અને સુંદર વારતા સન ૧૮૮૨ ની શાલના "નુરેએલમ" ચોપાનીયાના અંકોમાં ત્રુટકત્રુટક છપાએલી છે, તેથી એ વાર્તા ફકત સદરહુ ચોપાનીયાના ગ્રાહકો સીવાય બીજા સદગ્રહસ્થોના વાંચવામાં ભાગ્યેજ આવે છે, તેથી આ વાર્તા સર્વ સદગ્રહસ્થોના વાંચવામાં આવે, તેટલા માટે જુદા જુદા અંકોમાંથી એકંદર કરી, એક પુસ્તકના આકારમાં છપાવી હોય તો તેનો લાભ સર્વને મળે. અને એ વાર્તાના બનાવનારની પણ ખ્યાતી થાય. એટલુંજ નહીં પણ તેનો દાખલો લઈ આપણા આર્યભાઈયોને પણ આવા ઉપદેશથી ભરપુર વાર્તાઓ બનાવવાની "નુરેએલમ" ચોપાનીયાના અધીપતી સાહેબને વીનંતી કરી પરવાનગી મેળવવાની પ્રેરણા થાય એવો મારા મનમાં વીચાર ઉઠ્યો. અને એ વિચાર પરીપુરણ કરવા માટે આ વાર્તા એકત્ર કરી છપાવવાનું કામ મેં માથે લીધું છે. "નુરેએલમ" ચોપાનીયામાં જેવી રીતે એ વાર્તા છપાણીછે, તેવીજ રીતે તેમાં કાંઈ પણ ફેરફાર કર્યા વગર અસલ મુજબ છપાવીછે.

આ પુસ્તક છપાવવામાં પૈશા એકઠા કરવાની કે નામના કાઢવાની મારી મતલબ નથી, પણ મનોહર વાર્તાનો અને તેમાંથી મળતા ઉપદેશનો લાભ આપણા આર્ય ભાઈ

મળે, અને તે પ્રમાણે વરતે, એજ મતલબ ધારી આ પ્રયત્ન કર્યો છે માટે સર્વ સાહેબોને વીનંતી કરવાની કે આ પુસ્તકમાં જે કાંઈ ખામી દોષ હોયતો તે સુધારી વાંચશો અને મને લખી જણાવશો તો ઉપકાર સાથ કબુલ રાખીશ.

આ પુસ્તકને અગાઉથી ગ્રાહક થઈ જે જે સાહેબોએ આશ્રય આપ્યો છે, તે સર્વેનો હું ઉપકાર માનું છઉં.

આ પુસ્તક છપાવવામાં મને રાજ્યમાન રાજેશ્રી માનશંકર છબીલદાસે જે જે મદદ આપી છે, તે આ ઠેકાણે દર્શાવતાં હું તેમનો ઘણોજ આભારી છું. હવે આ પ્રસ્તાવના બંધ કરવા રજા લઉછું એજ વીનંતી.

તા. ૧ અકટોબર સન ૧૮૮૩ વળા.

શુકલ પરશોતમ વાલજી વળા.

(કાઠીયાવાડ).

# લાલજી લુટારો.

( એક રસીક વાર્તા ).

સુમારે એક સદીની વાત ઉપર મુંબઈમાં પોશાગીરોની એક મોટી ટોળી ઉભી થઈ હતી, અને તેઓથી આખી ટાપુમાં ગભરાટ અને ગોંધાટ ઉઠ્યો હતો. તેઓ એક પીડા નહીં પણ એક જુલમાત સરખી થઈ હતી. ઈંગ્રેજી રાજ્યમાં તે એક શ્રાપ જેવી હતી. એ ટોળીમાં પારસી, હીંદુ, મુસલમાન અને ફીરંગી, એ સઘળી વરણના લુચ્ચાઓ સામેલ હતા. તેઓ રાહદારીઓને સલામત જવા દેતા ન હતા. તાલેવંતનો માર્ગ ઘેરતા હતા, અને ગરીબોને અનેક પ્રકારનાં દુઃખ દેતા હતા. તેઓ નાની અને મોટી સઘળી વસ્તુઓ પડાવી લેતા. નાણાંની રકમ કહડાવી લેતા અને પૈસાદારો પાસેથી ચીઠીયો લખાવી લઈ તેમને તુરત વેળા કેદ રાખી તેમને ઘેરથી નાણાં ઉપાડી લાવતા હતા. સ્ત્રીઓ ઉપર આવો ગજબ કદાચજ ગુજરતો હવો, તોપણ તેમને લુટવાના દાખલાઓ બનેલા હતા. કેટલીક વખતે આ લુટારૂ ટોળીએ ખુનો પણ કીધાં હતાં. કેમકે તેઓ પાસે છરી લઈને ફરતા હતા. અને તેમના એકાદ બે, વડાઓ છુપી પીસ્તોલો પણ રાખતા.

આ ટોળીનો વડો લાલજી નામનો હતો. તેના -

મથી ઓરતો અને બાળકો ધ્રુજતાં હતાં. અને મરદો ડરતાં હતાં. તે કોઈ ખુની ખવાસનો ચંડાળ હતો. ઘણા જણને તેણે લુંટી લીધા હતા અને કેટલાકોને જખમી કીધા હતા. તે અને તેની ટોળીથી શેહેરમાં મોટો ગભરાટ પેઠા પછી પોલીસે તેને પકડવાની ઘણીજ તજવીજ કીધી પણ તે હાથમાં આવ્યો નહીં. તેની ટોળીમાંના કેટલાકો વખતે વખત પકડાતા. પણ લાલજી હાથમાં આવતો નહીં. પકડાયલા લુટારાઓ કદી પણ પોતાના સોબતીયોનાં ખરાં નામ ઠામ જણાવતા નહતા અને તેથી પોલીસ તેમની શોધમાં કદાચજ ફતેહ પામતી હતી. લાલજીનો જુલમાત એટલો બધો હતો કે સરકારે તેને પકડવા માટે રૂ.૧૦,૦૦૦) નું અને તેના દરે ટોળીવાળા દીઠ રૂ.૫૦૦)નું ઈનામ જાહેર કીધું હતું, પણ આ લુટારાના રસ્તા ઉપરથી પસાર થઈ જવાને લોકો ડરતા હતા. ત્યારે તેને પકડવાની હીમત કોણ કરે? બિલાડીના ગળામાં ઘાંતરડી બાંધી આવવાની એક પણ ઉંદરની હીમત ચાલી નહીં. એમ ઘણા દહાડા ચાલ્યું. ઘણાઓ લુટાયા, પણ પોશાર્ગીરો પકડાયા નહીં.

અંતે એક જુવાન સખસે હીમત પકડી. તે એક પારસી હતો. તેનું નામ વીરજી હતું. તે સારા ખાનદાન કુળનો હતો. તેનું કુટુંબ અસલ દોલતમંદ પણ પાછળથી મુફલસ થઈ ગયું હતું. પણ વીરજી દીલે તવંગર અને મને મોટો ગે. તે માત્ર ૨૨ વરસનો જુવાન હતો. તે ગામડીઓ હતો.

તેના બાપદાદાઓ ગામડામાં હાકમી ભોગવી ગયા હતા. તેના પીતાને મુંબઈ વાળા તે વખતના દોતી વાળા ખાનદાનના મનજી શેઠ સાથ દોસ્તી હતી. મનજીશેઠની દીકરી બાનુબાઈ સાથ વીરજીની આદરણી લાંબા વખતની થઇ ચુકેલી હતી. ત્યાર પછી વીરજી પોતાને સાસરે વખતે વખત જતો અને ત્યાં બાનુબાઈ સાથે તેને બહુ પ્રીતી બાઝી ગઈ હતી. તે જોડાંનાં જો લગ્ન થાત તો તે ઘણું સુખવાળી જોડું ગણાત. પણ થોડા વખતમાં વીરજીના ખાનદાનની પડતી દશા થઈ, તેનો બાપ ગુજરી ગયો અને તે મુફલેસ થઈ ગયો. તેની ઉમેદ મનજીશેઠનો આશરો મેળવવાની હતી, પણ તેમાં તે નિષ્ફળ થયો. મનજી શેઠ પૈસાનો લોભી હતો, તેણે વીરજીના ખાનદાનની સારી હાલત જોઇને તેનો પોતાનો જમાઈ કરવા કબુલ કીધું હતું, પણ હવે તે બીચારો નાચાર થઈ ગયો! ત્યારે મનજીએ તેને પોતાના ઘરમાં આવતો જતો બંધ કીધો. તેણે તેને કહ્યું કે "તારી પાસે દોલત થાય ત્યારેજ તું મારી પાસે આવજે, મારી દીકરી મારે કાંઈ મફતમાં આપી દેવી નથી." બીચારો જુવાન વીરજી એ રીતે રખડતો થયો, પણ તેનો એક ફરનો એથી મુંબઈમાં વસતો હતો તેણે તેના ઉપર દયા કરીને તેને પોતાના ઘરમાં રાખ્યો. એ વખતની આગમજ બાલજી લુટારાને પકડવા માટેનું ઇનામ જાહેર થયું હતું. એ વીશે એક દીને વીરજી આગળ તેના બુજરગ

શીએ વાત કરવાથી જુવાન વીરજીનું મન ઊશકેરાયું. અને દીલ મોટું થયું. તે જાણતો હતો કે બાનુબાઇની વીરજી સાથની દોસ્તી નહીં તુટે એવી હતી, અને તે તેનેજ પોતાનો ભરથાર થએલો જોવાને રાજી હતી, માટે વીરજીએ હીમત પકડી. તે પોતાના મેહેરબાન શેઠી આગળ પુકારી ઊઠ્યો કે "મુરબી—બાનુને હું તજી દેવાનો નથી. જેમ તેના લોભી બાપે મને તજી દીધો છે, તેમ બાનુ મને છોડી દેનાર નથી, એ મારી ધીરજ છે. હવે મનજીશેઠને પૈસા જોઇએછીએ, તેનો મારગ મને મળ્યોછે, તમે કહોછો તે લાલજી લુટારાને હું જો પકડું તો રૂ. ૧૦૦૦૦ આવે, અને એ રકમ મનજી શેઠનું મન મનાય તે કરતાં વધારે છે. જો લાલજીના દસ સોબતીઓને પકડું તો બીજા રૂ. ૫૦૦૦ મળે અને રૂ. ૧૫૦૦૦ની રકમ આપીને હું મનજીને મારો ગુલામ બનાવીશ. હા, હા! એમજ ખોદા મારો નેગેહેબાન હોજો. હું આ લુટારાને પકડીશ."

તે એક છલંગ મારીને ઊઠ્યો. તેના શેઠીએ તેને સમજાવ્યો, પટાવ્યો, ધીરજ આપી, નોકરી મેળવી આપવાની ઉમેદ દેખાડી; પણ બહાદુર વીરજી કાંઇ સમજ્યો નહીં. મુંબઇને એક ખુની લુટારાથી છુટી કરીને તેના બદલામાં સુંદર બાનુબાઇનો હાથ જીતવાની ઊમેદથી તેનું મન છલકાઇ ગયું. અંતે વીરજીનો શેઠી પણ હીમતવાન થયો, અને એણે વીરજીને હીમત આપી તેને પોલીસ અમલદાર પાસે

લઈ ગયો અને વીરજી બીડું ઝડપવા માગેછે તેનું વર્ણન કીધું. આ હકીકત સાંભળીને તે અમલદારે વીરજીના વખાણ કીધાં અને પારસીઓની હીમતની સ્તુતી કીધી. એ પછી તેણે વીરજીને પોતાના ખાનગી ઓરડામાં લઇ જઇને આ પ્રમાણે કહ્યું:—

"લાલજી લુટારો એકદમ પકડાય એવો નથી. એને પકડવા માટે એક નાના જેવો દાવપેચ રમવો જોઇશે. તે એમ કે તું પોલીસથી જુલમ પામેલો સખસ છે એવી ફરીયાદ લઈને લાલજીની ટોળીમાં જા. અને તારી ઉપર ગેરઈનસાફ ગુજર્યો છે એવી તેની ખાત્રી કરીને તેને વચન આપકે તું પોલીસ ઉપર વેર લેનાર છે. તું તેની ટોળીને મળીજા. લુટફાટ કરવાનું કબુલ કર અને પોલીસ ઉપર વેર લેવાના કોસમ ખા. તું કહે કે હું સુરતનો રહેવાશી છું, મારો બાપ દોલતમંદ છે, લુટ કરવાની મને જરૂર નથી, પણ હું ગુજરાત તરફથી પીંડારાઓને તેડી લાવવા માગું છું, જેમ કરવામાં તારે મને મદદ આપવી, એમ તું લાલજીને અરજ કર, અને પછી જો કે લાલજી આપણા હાથમાં કેવો આવે છે !"

"પણ સાહેબ એ લુટારો કંઈ એવો નથી કે બેવકુફની પેઠે હું જે કહું તે સઘળું ખરૂં માને," વીરજીએ કહ્યું.

"તે ખરી વાત, પણ તેનો રસ્તો પણ આપણે કરીશું. મને તું કાલે આવી મળજે."

* * *

અંધારી રાતે જબરી મારામારી ચાલી.લાલજી લુટારાની ટોળીની પુંઠ પોલીસે પકડી અને બને વચ્ચે મારામારી થઈ તેમાં એક જુવાન પારસીએ નાહક માર ખાધો. તે કંઈ લુટારાઓમાનો એક નહતો, તોપણ તે બાપડા ઉપર પણ માર પડ્યો હોય એમ જણાયું. કેમકે તે બહુજ ગુસ્સામાં આવ્યો અને પોકારી ઉઠ્યો કે "હુંતો ખરો કે તમારામાના એકેએક જણનું ભેજું કહાડું. શું આ રીતે પોલીસ પોતેજ રાહદારીઓનાં ખુન કરે છે અને લુટારાઓને ગળે પડે છે કે? લુટારાઓને માટે ઇનામો જાહેર કીધાં છતાં તમો તેઓ માના એકને બી પકડી શક્યા નથી–એ કેવી શરમની વાત? પણ હવે તમારી આવી બની છે; લુટારાઓનેજ હાથે તમારૂં મોત આવશે, અને આજથી તેઓમાનો એક હુંછું!"

આ પ્રમાણે પેલો જુવાન બોલ્યો તે વેળા મારામારી લગભગ નરમ પડી ગઈ હતી અને તેની આગળ કોઈ હતું નહીં, પણ તુરતજ એક જબરદસ્ત ધણીએ આવીને આ જુવાનનો હાથ પકડ્યો અને કહ્યું કે "ઉઠ!"

તે જુવાન આથી પાછો ઝનુનમાં આવ્યો, અને બોલ્યો કે "હા, હું ઉઠીશ અને તમારી પોલીસમાંના એકેએકનો જીવ લઈશ." "ચુપ, બેવકુફ, હું કોઈ પટાવાળો નથી, હું કોણછું તે તું કાલે જાણશે, પણ તારી ઉપર જુલમાત ગુજર્યા તે મેંતો આજે જોયો.હું તારો મીત્રછું;ચાલ મારી સાથે."

આમ કહીને પેલો પારકો ધણી જે કોઈજ નહીં પણ

લાલજી લુટારો પોતેજ હતો, તે પેલા જુવાનને પોતાની સાથે ઘસડી ગયો. આ જુવાન વીશે શું વાંચનારને યાદ આપવાની જરૂર છે કે તે આપણો બાહદુર વીરજી હતો! તેની ઊપર કશો માર પડ્યો નહતો તેછતાં તેણે લાલજીનું લક્ષ ખેંચવા થકી ઉપર મુજબનું પોલીસ વીરૂધનું ભાષણ ચલાવ્યું હતું અને તેમાં તે ફતેહ પામ્યો. લાલજીએ તેને પોતાની ટોળીમાં દાખલ કીધો અને વીરજીએ તેને સઘળી હકીકતથી વાકેફ કરીને પોલીસ ઉપર વેર લેવાની અરજ કીધી. એ અરજ લાલજી અને તેની આખી ટોળીએ કબુલ રાખી. * * * *

પરેલની એક મોટી વાડીમાં શાદીની મીજલસ મળેલી હતી. તે એક પારસી લગન હતાં, બંગલાની બાહેર ચોકમાં દબદબા ભરેલી પણ નાની મીજલસ હતી અને માંહે ભાતભાતના પોશાકો અને ઘરેણાં પેહેરેલી સ્ત્રીઓ ભેગી થઈ હતી. એ વખતનો ઠઠેરો ઓરજ હતો. કીમતી પોશાકો, કીમતી ઝરઝરીઆન, કીમતી વાસણકુસણ, કીમતી શર શામાન, અને સઘળું કીમતી અને કીમતીજ. આવી વખતે નજરે પડતું હતું. રોકડા રૂપૈયા અને નોટોનો એ વખતે વળી જબરો ઉછાળો થતો હતો. આ લગન ૬૦ વરસના એક પારસી શેઠીયાનાં હતાં જેમની ભાગ્યશાળી ધણીઆણી બાએગે ૨૦ વરસની હતી. કેટલીક તરફથી બોલાતું હતું કે આ શેઠીયાએ પોતાની ધણીઆણી હઈઆત છતાં આ

લગન કીધાં હતાં. એ કારણસર અને વળી જોડાંની ઉ-મરમાં મોટો તફાવત હોવાથી સમજુ ગ્રહસ્થોએ તેમાં ભાગ લેવાની ના પાડી હતી. એટલા માટે મીજલસ જેવી જોઇએ તેવી મોટી નહતી. આ મીજલસ મળી હતી એટલામાં વાડીના દરવાજા બંધ થયા. ૩૦ થી વધારે શખ્સોએ માંહે દાખલ થઇને દરવાજા બંધ કીધા અને ત્યાં બે માણસોને હાથમાં પીસ્તોલ તથા છરી આપીને ઉભાં રાખ્યાં. બીજા દરવાજાઓ ઉપર પણ એવીજ ચોકી રાખવામાં આવી. સાંજ પડવા આવી હતી માટે આ નોત્રાં વગરના સાહેબો કોણ હતા તે માલુમ પડતું નહતું. પણ હવે તે પોતાની મેળે જાહેર થયું. એ તો લુટારો લાલજી પોતાની ટોળી સાથ મીજલસમાં બીરાજવા આવ્યો હતો! તેની તેમજ તેના સોહોબતીઓની જોડ ભરેલી પીસ્તોલો અને છરીઓ તઇ-આર હતી. તેમને જોતાંજ મીજલસમાં ગભરાટ ચાલ્યો. સઘળા ઉઠી ઉભા થયા અને છટકી જવા માડ્યું. પણ લાલજીએ પીસ્તોલનો એક બહાર હવામાં કરીને તેમને ચે-તવણી આપી કે જેબી ધણી અહીંથી ઉઠશે તેનો જાન જશે! તેણે સઘળાઓને પાછાં બેસવાની ફરજ પાડી. પો-તાના બે ડજન સોબતીઓની તાકેલી પીસ્તોલ સાથ તેમને મીજલસ આગળ ઉભા રાખીને પોતે થોડાક ચુનંદા માત્રોને લઇને બંગલામાં ગયો. ત્યાં ગભરાટ અને રડાકુટ ચાલી. તેણે સ્ત્રીઓને ધીરજ આપી અને તેમનાં ઘરેણાં ઉતારી

આપવાનો હુકમ કીધો. તેણે પીસ્તોલ તાકી અને છરીની અણીવડે ઘરેણાંઓ દેખાડીને તે કહડાવ્યાં. આ ઘરેણાઓમાં એક સોનાનું તાવીજ પણ હતું.એ તાવીજ સાદું પણ બહુજ દીલ ખેંચનારૂં હતું. એ તાવીજ સુંદર બાનુબાઇનું હતું. જેણી કશા પણ ઠઠેરાયા ઘરેણાં વીના લગનમાં આવી હતી માટે તેણી પાસેની કીમતી વસ્તુ આજ હતી.

"નહીં, નહીં, જોઇએ તો મારો જીવ લે, પણ એતો નહીં આપવાની!" આમ કહીને બાનુ પોતાનાં તાવીજને મજબુત પકડી રહી, પણ લાલજીએ તે કોમળ અબળાના જાનની કે ખુબસુરતીની દરકાર કીધા વીના તાવીજ પકડીને જોરથી આંચકો મારી તેને તોડી કાહાડયું અને બાનુબાઈ બેહોશ થઈ ટુટી પડી. બીજી સ્ત્રીઓએ આ બનાવ જોઇને પોતા પાસે હતું તે સઘળું એકદમ કાહાડી આપ્યું.

અહીંથી મોટો ખજાનો લઇને લાલજી મરદોના મીજલસમાં પાછો આવ્યો, જેઓ માથાથી તે પગસુધી થર થર ધ્રુજતા હતા.

"વાજાંવાળા, વાજું વગાડો" લાલજીએ હુકમ આપ્યો અને ઘોલીઓ તમારૂં ગાયન શરૂ કરો." આમ કહીને તેણે પોતાની પીસ્તોલ તેઓ તરફ તાકી, એટલે બેસુરૂં ગાણું ચાલુ થયું. તુરત તે પાછું બંધ કરાવીને લાલજી મીજલસમાં બેઠેલા શેઠીઆઓ તરફ આવ્યા. "વરરાજા, તમો તરફથી રૂ.૨૫,૦૦૦)ની મને પેહેરામણી થવી જોઇએ, જો

જીવ સલામત રાખવો હોય તો જઇને લઈ આવો."

તુરત વરરાજા ઉઠ્યા.

"મનજી શેઠ દોતીવાલા, તમે પઈસાદાર છો એમ નાનું બચ્ચું પણ જાણે છે, પણ તમે કંજુસ છો એમ દુનીયાં જાણે છે, ત્યારે કરો આ રૂ. ૨૫,૦૦૦)ની ચીઠી ઉપર સહી, અને કાલની કાલ વગર માગ્યે એ રકમ મારાં માણસને ભરી દેજો.

"૫૦) હજાર! અરે એટલું બધું ક્યાંથી લાવું? ખાવાની ખાક નથી ત્યાં ૫૦) હજાર!" મનજી શેઠ રડી પડ્યા પણ સહી કરવા વિના ચાલ્યું નહીં.

એજ પ્રમાણે બીજા માતબર શેઠીઆઓ પણ લુટાયા. અને પુષ્કળ દોલત લઇને લાલજી ત્યાંથી વિદાય થયાં.

સુંદર બાનુબાઈનાં તાવીજમાં એટલું બધું તે શું હતું કે લુટારો લાલજી તે કોમળ નારનાં ગળાંમાંથી તેને તોડીને લઈ ગયો હતો?

આ ઘાતકી કરમ કરીને તે ચંડાળ ત્યાંથી ચાલી ગયો પણ બાનુબાઈ બેહોશ થઇ તુટી પડી. જ્યારે તેણી શુદ્ધિમાં આવી ત્યારે પોતાની એક દાસીના ખોળા ઉપર માથું મેલીને તેણીએ પોતાને સુતેલી દીઠી.

"ઓ લખમી, શું એ વાત ખરી હતી કે ફક્ત એક સ્વપ્ન? આપણે તો લગને ગયાં હતાં ને આ શું?" તેણીએ અચરતી સાથ પુછ્યું.

"ખરૂં, બાઇ; આપણે લગને ગયલાં ખરાં, પણ ત્યાં શું શું બન્યું તે તમે વીસરી ગયાં? અરે! બાઇ સાહેબ," દાસી લખમી આંખમાં આંસુ લાવીને બોલી, "જ્યારે તે મુઆએ તમારે ગળેથી તાવીજ તોડી લીધું અને તમે બેહોશ થઇ ગયાં ત્યારે મારા આંખમાં ખુન ભરાઇ આવ્યું, પણ હું તેની પુંઠે જાઉં એટલામાં તો તે ગેબ થઇ ગયો. તમારા પીતા દોલત ગઇ તેથી રડતા બેઠા છે. જુઓ રે તે પણ દીવાના બની ગયા હોય તેમ "મારી દીકરીની રીત! મારી દીકરીનો ખજાનો!' એમ બડબડ્યા કરે છે."

"પણ ત્યારે મને અહીં કોણ લાવ્યું? બાવાતો નહીંજ હોય?" "નહીંજ, બાઇ." લખમી બોલી. "કેવા મુઆ શોખ ચોર લોકો, કે તેઓમાંનાજ એકે તમારી ગાડી હજારો ગાડી વચેથી શોધી કાહાડીને તુરત મને આવી કાનમાં કહ્યું કે "બાઇની ગાડી તઇઆર છે.' પછી અમે તમને ઉઠાવી લાવી ગાડીમાં સુવાડ્યાં, અને પેલા ચોરે આપણા હરીયાને કહ્યું કે 'ઘર તરફ ગાડી હાંક,' અને પછી પોતે પણ તમારી પાસે થંડે પેટે બેસી ગયો! ઓ, મુઓ રે તે ચોર! મેં જાણ્યું કે એ મુઓ, આપણા જીવ લેવા આવ્યો છે, તેથી તેને પગે લાગી, તેના ઓવારણા લઇ, મેં માગી લીધું કે 'અમારી પાસે જે છે તે લે, પણ અમને સલામત જવા દે.' પણ તે મુઆની દાનત તેવી

ડરી નહીં. તેણે મને મુગી રાખી, બાઇને કંઈ ઇજા નહીં થાય તેની સંભાળ લેવાની મને તાકીદ દીધી, તેમ કરવા માટે મને પાંચ રૂપૈયા આપ્યા અને હરીયાને એક રૂપૈયો આપીને પોતે ગાડીમાંથી ઉતરી ગયો. જતી વખતે તે મને કહી ગયો કે 'બાઇને કેહેજે કે કશી ફીકર કરે નહીં; બધુ સારૂંજ થશે.' હું તો બીધી, તેના રૂપયા તેની ઉપર ઉરાડી નાંખ્યા."—

"મુઇ રાડ તું!" બાનુબાઇ ગુસ્સો કરી ઉઠી; "શા વાસ્તે ઉરાડી નાખ્યા? પણ વારૂ લખમી, તે લુટારો કેવા હતો?"

"કેવો હતો? નકરો જાણે આપણો વીરજી! તેવોજ ઉંચો; તેવોજ કદાવર. ને વળી અવાજમાં તેવોજ પણ અંધારામાં હું શું જાણું કે તે કેવો હતો.?"

"ખચીત ત્યારે એતો તેજ?" બાનુબાઇ મનમાં વીચારવા લાગી.

"ત્યારે મારો વીરજી શું લુટારાઓની સંઘમાં ગયો?" તેણી રડી પડી અને ઉંધાઇ ગઈ. ઉંઘમાં તેણીએ એક સ્વપ્ન જોયું. * * * * * * •

તે વખતે આજના જેટલી વસ્તી નહીં હતી. જ્યાં જોઇએ ત્યાં ઉજડ જગા નજરે આવતી હતી. એવી એક ઉજડ જગામાં દાદર તરફ મધરાતને વખતે એક ખંડેર ઇમારતમાં ગડબડાટ મચી રહ્યો હતો. કોઇ ઠોળાંયાઓની ટોલી ઉજાણીએ આવી હોય અને તેઓ ધીંગાણું

કરતા હોય એમ કોઇ પારકાને લાગી જાય. ખાણુંપીનું ચાલતું હતું એ વાત ખરી છે, પણ આ ટોળી કોઇ કોળીયાઓની ન હતી. એતો લાલજી લુટારાની ટોળી પરેલની વાડીમાં લુંટ કરી આવીને અહીં ભેગી મળી હતી તેઓ ખાતાં પીતાં લુંટ વેંહેંચી લેતા હતા. જેમાં અલબતે મોટો ભાગ લાલજીનો હતો.

"આ એરીંગ મારી નાની દીકરી કીસીને ઠીક શોભશે, અને કદાચ આપણા વીરજી સાથ સુરત ભણી જવુંછે માટે એટલા દિવસ મારી ગેરહાજરીનું દુખ આ હીરાની બંગડી પેહેરીને તેણી વીસરી જશે. પણ ત્યારે મારી બાયડીને શું આપું? આ મોતીની માળા તેણીનાં કાળાં ગળાંમાં ઠીક બારાજશે. ને આ સોનાના તારા પણ તે હોંશથી પેહેરશે. દલગીરીની વાત છે કે આટલાં બધાં ઘરેણામાં મોતીની નથ એક પણ નથી. તે હોત તો મારી બાયડી બહુ રાજી થાત. મારા બાપને શું આપવું? તેના જેવો માણસ મળવો કઠણ જો, ભાઇ! જે ધણી સાત સાત વખત જેલમાંથી નાહાસી ગયલો; ત્રણ વખત તરીપાર થયલો ત્યાંથી પાછો આવેલો; કોઇને બાકી રાખેલા નહીં; અને તોપણ આજે તે બીચારા પાસે કશી દોલત નહીં હું આપું તો તે ખાય. પણ ઠીક, મેં તેને માટે સારૂં સંઘરેલું છે. ફીકર નહીં તેણે તો નામદારી કાહાડી છે, હવે મારે તેના કરતાં કંઇ વધુ કરી દેખાડવું જોઇએ. મારો

વડો દીકરો કેવો નીવડેછે તે હજી જોવાનું રહ્યું છે, પણ તે મને વીસરાવશે હં! પણ વારૂ, વારૂ, તમને સઉને જે જે મળ્યું તે પસંદ આવ્યું? લાવ બાટલી. વીરજી, આ તારી સલામતી! પણ એમ કાંય? તું તો બચ્ચા કુંધજ લેતો નથી કે? લુટ કરવામાં શામેલ થઇને વેહેંચી લેવામાં શામેલ નથી થતો એ કેવી બેવકુફી? બચ્ચાજી, પછી ખાશે કરડશે કોણને.?"

"દોસ્ત લાલજી, જ્યારે તારી મરજી છે ત્યારે તો મને આ ખજાનામાંથી માત્ર એક નજીવી વસ્તુ આપ: આ તાવીજ નજીવું નથી? એથી હું રાજી થઇશ.!"

"વીરજી, તને ખબર કે? એ તાવીજ તો પેલા બુબખ બખીલ મનજી બાઇની દીકરીને ગળેથી મે તોડી લીધું. તેણે એ નહીં આપવાની કેવી બાથ લીધી! તું જોય તો કેહેશે આ શું? તે છોકરી બધું મને આપી દેવાને રાજી થઇ, પણ આ તાવીજ આપવાની ના પાડી! તે તને જોઇએ છે? લે! પણ રાખ એમાં શું છે તે જોઇએ. અરે આ શું એક નાની ચીઠા! શું લખેલું છે એમાં? અરે આતો તારૂંજ નામ.!"

વીરજી બીહીનો. લાલજીએ આ ચીઠી ધ્યાનથી વાંચી અને પછી વીરજી તરફ જોયું. વીરજી સમજ્યો કે તેની નેમ ઉંધી વળી અને તેનો જીવ ગયો. લુટારાઓ સાથ શામેલ થવા આગમજ તેણે બાનુબાઈ ઉપર એક ચીઠી

જાણીને કબુલત આપી હતી કે "લુટારાઓનો નાશ કરવાનું તેણે માથે લીધું છે તેમાં જો ફતેહ પામશે તો તેને જે ઈનામ મળશે તે તેણીના બાપની માંગણી કરતાં વધારે થશે, માટે તેણીએ વીરજીને વીસરવો નહી." આજ ચીઠી તે હતી અને તેજ ચીઠી બાનુએ આ તાવીજમાં રાખી હતી! તેણીએ તો પોતાનાં વાહાલને માટે એમ કીધું હતું અને એક કઢંગા બનાવથી તેજ ચીઠી વીરજીના શત્રુના હાથમાં આજે આવી લાગી! લાલજી તુરત પામી ગયો કે વીરજીએ તેની ટોળીનો નાશ કરવાનું છટકું માંડ્યું છે. વીરજીની જોડે કેટલાક નવા સોહોબતીઓ હતા જેમને પોલીસ અમલદારે આપી મોકલ્યા હતા. લાલજીના હુકમથી આ સઘળાઓને મુશકા બંધાયા.

"શું તું શરમાતો નથી, વીરજી!" લાલજીએ ભવાં ચડાવીને પુછ્યું.

"કદી નહીં. જો મેં તને પકડ્યો હોત તો મારી સરકાર તરફ મેં વફાદારી દેખાડેલી કેહેવાત અને મારી ભાઈબંધ પ્રજાની સેવા બજાવેલી ગણાત. પણ તેમાં હું નાફ્ફ્ફ થયોછું અને મારો જીવ જવાની તઇઆરીમાં છે, તો બી હું મેં ઉઠાવેલાં કામ માટે પસ્તાતો નથી. આજે હું નહીં તો કાલે કોઈ બીજો તને પકડશે."

"વીરજી, તું બાહદુર હશે, પણ તું મુરખ છે; વારૂ કંઈ તારી છેલી અરજ!"

"અરજ મારી એકજ છે, અને તે એકે મારી વાહાલી બાનુબાઈ ઉપર આ તાવીજ મારે નામે પાછું મોકલ અને કેહેવાડ કે તેણીને મેલવવા જતાં મારો જીવ ગયો છે !" આ વખતે લાલજીને ખબર થઇ કે પોલીસની મોટી ફોજ તેને પકડવા આવે છે. તુરતજ તેણે હુકમ આપ્યો અને વીરજી તથા તેના સાથીઓને સખત જખમ કરવામાં આવ્યા. કોઈ તુરત મરણ પામ્યો અને કોઇમાં હજી પ્રાણ હતો એટલામાં પોલીસ ફોજ આવી પુગી, પણ તેઓ આવે તે આગમચ લુટારાઓ ત્યાંથી નાહાસી ગયા હતા, માત્ર એકજ લુટારો ત્યાં બેહોશ પડ્યો હતો, જેનું ગીરેબાન પકડીને મરતી વખતે વીરજીએ તેને મરણતોલ ઘા કીધો હતો. * * * * *

વીરજીએ પોતાની અદરાયલી વાહાલીને લખ્યું હતું કે "એક મહાનામાં જો હું પાછો ફરી તને આવી નહી મલું તો એમજ જાણજે કે મારો જીવ ગયો છે." આ ધાસ્તી ભરેલા શબ્દો વધારે દુખદાયક થતા ચાલ્યા. મહીનો પુરો થવા આવ્યો, પણ બાનુને વીરજી તરફના કશા સમાચાર મળ્યા નહી. મહીનો પુરો થયો ને તેણી બીમાર પડી. તેણી સમજી કે વીરજી માર્યો ગયો છે. લુટારાઓ નાશી ગયાછે એવી ગામમાં ખબર પડી હતી, પણ વરતમાનપત્રોમાં તે વીશે કશી વીગતવાર હકીકત છપાઈ ન હતી.

એક દીને લખમી ખબર લાવી કે વીરજી લુટારાઓને

હાથે માર્યો ગયોછે અને તેણે એક તાવીજ મોકલાવ્યું છે. બાનુબાઇએ પોતાનું તાવીજ ઓલખ્યું, પણ તેમાં પેલી ચીઠી નહી જોઇને તેણી તુરત પામી ગઈ કે તેણીની પોતાનીજ મુરખાઇને લીધે તેણીના વાહાલાનો જીવ જોખમમાં આર્વા પડ્યો અને તેણે તે ખોયો હતો. આથી બાનુની માંદગીમાં વધારો થયો. આ વીચારે તેણીનાં મનમાં ઘર કીધું અને તેણી સુકાતી ચાલી. બખીલ મનજીભાઇને લાગ્યું કે હવે તેવણની દીકરી ઝાઝા દીવસ જીવે એમ નથી, માટે તેવણે પોતાની દોલત લુટાઈ ગઈ હતી તેનો બલાપો કરવાનું છોડી દીધું અને દીકરી લુટાઈ જશે તેના અંદેશામાં પડ્યા. ઘણા ઘણા દીવસો ફીકર ચીંતામાં ગુજરયા પછી બાનુબાઈની તબીયત સુધરતી ચાલી. ત્યારે વલી તેણીનો બુબખ બાપ બડબડવા લાગ્યો કે "તેણી જીવશે તે શા કામની ! પઇસા વગર એને હવે કોણ પરણવાનું ! સઉ કોઇ જાણેછે કે એના બાપ પાસે પઈસાછે, અને તેવે ભરૂસે પરણવા આવનારને જ્યારે પઇસા નહી મલશે ત્યારે તે તેણીને પડતી નાંખશે."

આવોજ બલાપો એક દીને તેવણ પોતાના પેશીઓનાં ભેગાં મળેલાં મંડળ આગળ કરતા હતા. મનજીભાઇએ લાંબી તકરાર ચલાવીને પછી નીસાસો નાંખ્યો કે "કોણ પરણશે એ પઈસા વગરની દીકરીને!"

"હું પરણીશ એ પઇસા વગરના મારા ખજાનાને ! હું

વીરજી, તેણી ઉપર ફીદા થઆજો! અમે અદરાયલાં છીએ, પણ મનજીભાઇને દોલત જોઇએછીએ તો તે દોલત મેં મે લવીછે ને તે હું આજે એવણને આપીને એવણની દીકરી, જેને માટે એવણ બલાપામાં પડયા છે તેને મારી કરૂં છું દોલતના ભુખ્યા એ બાપ, લે આ દોલત. તને તારી દીક- રી કરતાં પઇસાજ વાહાલા છે તો લે આ પઇસા અને રાજી થા."

મનજીની ખુરશી આગળ ખજાનાનો મોટો કોથળો આ- વી પડયો. અને સઘળાં અચરત થઈ ગયાં. વધારે મોટી અચરતી એ હતી કે વીરજીને લુટારાઓએ મારયો હતો તે છતાં તે જીવતો કયાંથી થઈ આવ્યો! પણ તેને જીવતો જોઇને સઉ ખુશી થયાં. મનજીભાઈ તેની દોલત જોઇને વધારે રાજી થયા.

બાનુબાઈના હરખની શી વીત! તેણી પોતાના ભવીશ- ના ભરથારને જીવતો જોઇને હરખથી દેવાની બની ગઈ, અને વીરજીના હાથમાં બેહોશ થઈ ગઈ. એ બેહોશી અ- ને દેવાનાપણું થોડાજ વખતનું હતું. લાંબી મુદતનાં સુ- ખને માટે એ થોડા વખતનું દુખ હતું. એ બંને દીલ દારોની શાદી થઈ એમ કહેવાની કંઈ જરૂર નથી. વધારે અગતનું તો એ છે કે લાલજી લુટારાને ફાંસીની સજા મલી. મરતીવખતે વીરજીએ જેનું ગીરેબાન પકડીને સ- ખત જખમ કીધો હતો તે આ ખુની લુચારો પોતેજ હ-

તો. તે અને વીરજી બંને એકેકની પાસે પાસે મરવા સુતા હતા. પણ તેઓ બંને હસપીટાલમાં તંદોરસ્ત થયા. લાલજીની તપાસ ચાલી, તેના ઉપર તકસીર સાબેત થઈ અને તેને ફાંસી દીધો. તેને પકડવાનું છપાયલું ઈનામ વીરજીને મળ્યું અને તે ઉપરાંત મુંબઈના આગેવાન શેઠીઆઓ અને બીજાઓએ વીરજીને જુદાં ઈનામો આપ્યાં. એ સઘલી દોલત લાવીને આપણા એ જુવાન પેહેલવાને બખીલ મનજીભાઈની આગળ નાંખી, જેથી તે કંગાળ પારસી રાજી થયો. દીકરી પરણાવી આપતી વખતે તે બોલ્યો કે "અગરજો મારી દોલત લુટારાઓ લુટી ગયા ન હોત તો આજે બી તે મને પારકા ધણીને આપી દેવી પડત માટે તે દોલત લુટાઈ તેમાં મને નુકશાન તો કંઈજ થયું નથી, પણ તેને બદલે આ મુફતની દોલત મળી છે!"



## આ ગ્રંથના અગાઉ થયલા ગ્રાહકોનાં મુબારક નામ.

| ગ્રાહકનાં નામ. | નકલ. |
|---|---|
| ભાવનગર. | |
| રા. રા. નથુરામ શંકર કંટ્રાકટર. | ૮ |
| રા. રા. ભવાનીશંકર બાઇજીક. | ,, |
| રા. માવજીભાઈ રણમલભાઈ. | ,, |
| રા; ભગવાનજી શંકર. | ૧ |
| રા. રાણાશ્રી માધવશીંગજી કાનાજીભાઇ. | ૫ |
| રા. કલાજી રણમલજી. | ૪ |
| સુતાર ગાંડા આંબા. | ૧ |
| રા. પ્રાણજીવન ઓધવજી. | ૧ |
| રા. બાપુ અઘોરનાથ ચટરજી. | ૧ |
| રા. છોટાલાલ જીવનદાસ. | ૧ |
| રા. છોટાલાલ બાપુલાલ. | ,, |
| ડા. છોટાલાલ આણંદજી. | ,, |
| રા. જેસુખલાલ આણંદજી. | ,, |
| રા. વીઠલદાસ વી. ઇશ્વરદાસ. | ,, |
| રા. દેવીશીંહ જેઠીભાઈ. | ,, |
| રા. નરહરલાલ માધવરામ. | ,, |
| રા. શંકરપ્રસાદ છોટાલાલ. | ,, |
| રા. ભુપતરાય વી. વીઠલદાસ. | ૧ |

રા. પરશોતમદાસ શામજી. ૧
જાદવરાય ગ્નાતી હીતેચ્છક સભા. ,,
રા. ભુપતરાય સુખપતરાય. ,,
મે. મણીલાલ હરીલાલ. ,,
રા. ગીરજાપ્રસાદ વી. દુર્ગાપ્રસાદ. ,,
દે. સાકરલાલ રતીલાલ. ,,
શે. જુઠા ઓધવજી. ,,
રા. લક્ષ્મીશંકર વી. ભીમજી. ,,
વૈ. ઈચ્છાશંકર ગૌવરીશંકર. ,,
રા. વીનાયકરાય દેશાઈ. ,,
ઓ. માનશંકર લક્ષ્મીશંકર. ,,
રા. દુલભરામ ઓધવજી. ,,
રા. ચંદ્રશંકર વી. મલશંકર. ,,
રા. કેશવલાલ વી. હરીશંકર. ,,
ભ. નરભેરામ ગોપાલજી. ,,
રા. હરગોવીંદ અજરામર. ,,

( મહુવા. )

મે. મુળચંદ ત્રીકમ. ૫

( વઢવાણ કાંપ. )

ખો. લવજી જીણા બી. આ. મા. ૧
મ. મણીશંકર મકનજી, પાં. આ. મા. ,,
ત્ર. જટાશંકર કુરણાશંકર. મો. આ મા. ,,

દ. દેવશંકર ભવાનીશંકર. મી. આ. મા. ,,
મા. સુરચંદ નાનજી. ७. આ. મા. ૨
જો. પ્રભાશંકર વલમજી. ફ. આ. મા. ૧
ખો. મામદ ગોવા. ,,
રા. ચતુરભુજ જસરાજ. ,,
રા. હરજીવનમુળચંદ. ,,

( બોટાદ. )

રા. રા. દામજી ગોબર. ૧
શા. છગન માધવજી. (માલપરા) ,,
ડ. નાનજી વીરજી. ,,
પ. હરી રામા. (રોહીશાળા.) ,,
દે. જસરાજ વીઠલ. ,,
રા. વકીલ ડાહ્યાલાલ દામોદરદાસ. ,,
રા. વકીલ પ્રેમજી જીણાભાઈ. ,,
રા. મુની રાઘવજી વી. જેઠાભાઈ. ,,
રા. કરશનજી રામજી. ,,
પા. જમનાદાસ વી. દુલભદાસ. ૧
રા. નોતમરામ વી. ઇચ્છારામ. ,,
ભા. કુરણાશંકર વી. ભવાનીશંકર. કં. ,,
મે. જશરાજ ઉકા. ,,
રા. નાગેશ વીઠલ મો. ,,
રા. દેવશંકર વેકુઠ તા. મા. ,,

(શીહોર.)

પ. શામજી માધવજી. ૧
પ. કુબેર વી. માધવજી. ,,
ભટ મુળશંકર ઘેલાભાઈ. ,,

## અમદાવાદ.

મેતા. જટાશંકર ગવરીશંકર અ.સ. અધિપતી. ૫

(વળા.)

નેકનામદાર મહેરબાન ઠાકોર સાહેબ.
રા. રા. બજીભાઈ મણીશંકર. ૪૦
યશવંતરાવ વિનાયક ભારકર. ટયુ. મે. ઠા. ૪
રા. રા. લીલાધરદાસ હરખચંદ ન્યા. ૧૦
રા. રા. ત્રીકમરાય ઉદેશંકર ડે. ન્યા. ૨
રા. રા. વરજદાસ રણછોડદાસ રે. અ. ૧
રા. માનશંકર વી. છબીલદાસ. સી. ૨
રા. સાંકરલાલ રાજારામ રા. ખ. સ. ૨
રા. વેણીશંકર વી. મણીશંકર સી. ૨
રા. લાલગની ઓસમાન ૨
રા. પાનાચંદ વી. જેચંદ ૨
રા. મુની મહાવજી જીવણદાસ. ૧
રા. વકીલ કુંવરજી લખમીચંદ ,,
રા. વકીલ નરશીદાસ અમરશી. ,,
રા. ભુપતરાય માધવરાય ઘોડા. ,,

રા. મુળજી દેવશંકર. તી. કા. ,,
રા. રામજી ભગવાન. ,,
શા. જેઠા હરીચંદ. ,,
વા. ખોડાભાઈ ઓઘડભાઈ શ્રી. પે. જ. ,,
રા. મોહનલાલ વીઠલરામ. જ. કા. ,,
રા. ડાહ્યા વી. હરીશંકર બા. કા. ,,
રા. હરખચંદ વી. મયાચંદ. ,,
શા. જગજીવન કુંવરજી ઉમેદવાર. ,,
શા. કીકાભાઇ સોમચંદ. ,,
બ. હરીશંકર ભાણજી. ,,
ત્ર. દયારામ નથુ, ,,
શા. મેઘજી જુઠા. ,,
ભ. હરીશંકર જીવા. આ. મા. ,,
ત્ર. મણીશંકર ગોવીંદજી ,,
ત્ર. રેવાશંકર ગૌરીશંકર. ,,
બ. મહાશંકર રણછોડજી. ૧
બ. વીઠલ વાલજી. ,,
સુ. પરસોતમ ગોવરીશંકર ,,
ત્ર. પીતાંબર હીરા. ,,
સુ. ડોહા કાળા. ,,
બા. ભીમજી માવજીમ. ,,
૧. લખમીચંદ કાળા (મેલાણા.) ,,

મે. પ્રભુજી ગોનજી. ,,
રા. પ્રેમજી કાશીરામ. ,,
શા. ત્રીભોવન કરશન. ,,
મે. કલ્યાણજી નરશીદાસ. ,,
મે. જગજીવન ત્રીકમજી. ,,
બ. માવજી દેવશંકર ,,
મે. હરજીવન મોનજી. ,,
ત્ર. કાશીરામ વાલજી ,,
રા. રાઓળશ્રી ભોજરાજી. ફતેશીંમજી. ,,
બ. ભવાનીશંકર ગોપાળજી. ,,
ત્ર. પરભાશંકર મુળજી. ,,
મે. હીરાચંદ કુશચંદ. ,,
બ. ભવાનીશંકર વીઠલ. ,,
મે. છગન ત્રીકમ. ,,
ત્ર. ગીરજાશંકર કકલ. ,,
ત્ર. વનમાળી નરોતમ. ૧

( મોણપુર. )

દરબાર શ્રી જસવંતશીંહજી ભેતાભાઇ. ૧૦

( ચમારડી. )

રા. રા. મણીશંકર રામેશ્વર થાણદાર. ૧૦
રા. રા. મોતીલાલ જ. કા. ૧
રા. રા. છગનલાલ શામજી. ,,

| | |
|---|---|
| રા. જેઠીબાઈ રામાબાઈ. | ,, |
| રા. રગનાથ મોતીચંદ. | ,, |
| રા. હરીશંકર રતનેશ્વર. | ,, |
| (લીંમડા.) | |
| રા. રા. વાલજી લક્ષ્મીરામ. વહીવટદાર. | ૨ |
| (લાઠી.) | |
| લાઠી સ્ટેટ લાઇબ્રેરી. | ૨ |
| (ઉમરાળા.) | |
| રા. મણીલાલ વી. બ્યાનંદ. | ૫ |
| ડ. ઓઘડ રઘા. | ૪ |
| શા. જીવા વી. મંગળજી. | ૨ |
| શા રામજી વી. વનમાળી. | ૧ |
| વ. દેવચંદ કાનજી. | ,, |
| શા. ત્રીભોવન પોલા. | ૧ |
| શા. પ્રાગજી અમરશી. | ,, |
| (ઉસરડ.) | |
| જાની ગોપીનાથ વેજનાથ. | ૧ |
| ,, જેઠા લવજી. | ,, |
| (હડમતીયા.) (વળા.) | |
| મેતા. ભવાનીપ્રસાદ નાનાબાઈ. મે. | ૪ |
| શા. જાદવજી લખમીચંદ. | ૧ |
| ગાંધી. લધુ કાનજી. | ૨ |

દ. દેવચંદ નારણ | ૧
ગાં. ખીમચંદ ધર્મશી. | ૧

( વડોદ. )

રા. શીવલાલ ગોવીંદજી મેતાજી. | ૧

( હલીયાદ. ) (વળા.)

રા. ભગવંતરાય માધવરાય. | ૧
રા. ગીરજાશંકર કુરણાશંકર મે. | ,,
રા. ઈશ્વર માધવજી. | ,,

( ગઢડા. )

ખો. છગનલાલ રતનશી. | ,,

( જેતપુર. )

રા. કકલ નરોતમ વેકશાનેટર. | ,,

( પછઆમ.)

સુ. ગોરધન મેઘજી. | ૧
ભ. અંબાશંકર જટાશંકર. | ,,

(ધામેલ).

સુ. વીરા દેવજી | ૧

(ભંડારીઆ).

ભ. લખમીરામ ગીલા. | ૧

(નવાગામ.)

મે. જુઠા હરીશંકર. | ૧

(જમરાળા (બોટાદ).

રા. પરસોતમરાય સખારામ થાણદાર. | ૧

## અગત્યની સુચના.

આ ચોપડી સબંધીનાં જે હેંડબીલો આગળથી જે ગ્રહસ્થો ઉપર મોકલવામાં આપેલ છે, તે ગ્રહસ્થોએ પોતાના લીસ્ટોમાં જેટલી સહીઓ ભરાવી હોય. તેટલી નકલો પૈસા વસુલ કરી મારા તરફ જલદીથી મોકલવા કૃપા કરશો. ટપાલખર્ચનો દરેક નકલે ાા આનો વધારે મોકલવા તસ્તી લેશો. મજકુર નાણાં મોકલવામાં દેર થાય નહી. તેમ કરશો સઘળા ગ્રાહકોને વીનતી કરૂંછું કે પોતપોતાના નાણાં આપવા વેળાસર કૃપા કરશો એમ આશા છે.

આ ચોપડી વળા મુકામે પોષ્ટપેડ કાગલ લખ્યાથી મારી પાસેથી વેચાતી મળશે.

| તા. ૧-૧૦-૮૩<br>વળા. (કાઠીયાવાડ). } | લી. શુકલ પરસોતમ વાલજી વળા. |
|---|---|